ॐ ॥

श्री सद्गुरुवे परमात्माने नमः

" न्यायात् पथः प्रविचलन्ति पदं न धीरा "

(ધીર પુરૂષો ન્યાયના માર્ગમાંથી એક ડગલું પણ ખસતા નથી)

# અદલ ન્યાયી નરેશ

## નાટકનાં ગાયનો.



## કલાકેન્દ્ર નાટય સમાજ

લેખકઃ—

રા. રામજીભાઈ નાગરદાસ (પ્રણામી.)

મુ. વલસાડ

પૃથ્વીપુત્ર, રા. નવવધૂ ઇત્યાદીના કર્તા.

પ્રકાશક:—

શ્રી કલાકેન્દ્ર નાટક સમાજના: માલેક.

સંવત ૧૯૮૨ — ઈ. સ. ૧૯૨૬

આ. પૂર્ણિમા ૧ લી — પ્રત ૪૦૦

[illegible] —૦

સુરત—[illegible]

[illegible]

# પાત્રોના નામ.

## પુરૂષ વર્ગ.

જહાંગીરશાહ...હીંદનો સમ્રાટ; અદલ ન્યાયી નરેશ (શહેનશાહ અકબરનો પુત્ર)

ખુશરૂ ......... જહાંગીરશાહનો ઉદ્ધત શાહજાદો

ખુરમ ......... જહાંગીરશાહનો નીતીવાળો શાહજાદો. પાછળથી હીંદનો શહેનશાહ (શાહજહાન)

દોલતખાન...... દુષ્ટ બુદ્ધિનો અમલદાર

શેરખાન... .....પેશાવરથી કાબુલ સુધીનાં પહાડી પ્રદેશનો લુંટારો

બહાદુરજંગ... એનો નોકર

શેખફરીદ...... સમ્રાટ જહાંગીરશાહનો નીમકહલાલ સેવક

અબદુલ્લાખાન...ઇરાની શાહનો સીપેહસાલાર

સુરદાસ......... ગુજરાતનો રહીશ ઔદીચ્ય બ્રાહ્મણ

બટુકજી......... બાયડીને છોકરાં થતાં નથી જેથી નીત્ય નવી બાયડીનો ઉમેદવાર

મકરંદ... ..... એનો રમુજી ભાણેજ

પુરંદર......... મદનીકાનો બાપ. હરકોઇને પુનર્લગ્ન કરાવી આપનાર દલાલ

ત્રીકમજી તહશીલદાર...સ્વાર્થી વાણીયો

લાલાકીસનદયાળ...અમીર

અરવીંદ......... નવજુવાન વણીક સદ્ગૃહસ્થ

વજીર...... .....સમ્રાટનાં રાજનો શુભેચ્છક સેવક



## સ્ત્રી વર્ગ.

નુરજહાન ..... સમ્રાટ જહાંગીરશાહની માનીતી બેગમ
મુમતાજ...... શાહજાદા ખુરમની મહોરદાર
સરસ્વતી...... ગુજરાતના રહીશ સુરદાસની પતીપરાયણ સાધ્વી સતી
સુશીલા ...... અરવીંદની ભલી પત્ની
બનારસી..... બટુકજીની બટપટી બાયડી
મદનીકા...... મકરંદની પત્ની અને પુરંધરની પુત્રી
આયષાં .......દોલતખાનની બીબી

### પરચુરણ પાત્રો.

સીપાઈઓ, દાસીઓ, ગોલી, ખોજણ, અમીર ઉમરાવો, દરબારીઓ, કંચનીઓ. શાહી કુટુંબીજનો, લશ્કર વીગેરે.

### સ્થળ.

દિલ્હી, આગ્રા, કાબુલથી પેશાવર સુધીનો પહાડી પ્રદેશ.



श्री सद्गुरुवे परमात्मने नमः

श्री

# કલાકેન્દ્ર નાટ્ય સમાજના

—ઃખેલ નામેઃ—

# અદલ ન્યાયી નરેશ

ની

## પ્રવેશવાર હકીકત.

---

### પ્રારંભે પ્રભુ પ્રાર્થના.

---

### પ્રવેશ ૧ લો.

ગુજરાતના નામીચા અંધ સુરદાસ સેવકરામે પોતાની પત્ની સરસ્વતી સાથે કાશીની યાત્રા કરી મુસાફરખાનામાં ઉતારો કર્યો છે નગર રક્ષક દોલતખાન તેના સિપાઈઓ સાથે ફેરા કરે છે દોલતખાન સરસ્વતીને દેખી મોહાસક્ત થાય છે, અને તેમને પોતાને ઘેર મેહમાન તરીકે રાખવા યુક્તિ રચે છે. તેમાં તે નિષ્ફળ થાય છે જેથી બળાત્કાર સરસ્વતીને ઉપડાવી પોતાને ઘેર સિપાઈઓ સાથે મોકલાવે છે, સરસ્વતીનો પતિ સુરદાસ અણધારી આવેલી આફતથી અકળાય છે અને દયાજનક વિલાપ કરે છે. જહાંગીરશાહની સ્વારી તે તરફથી જતી હોવાથી સુરદાસનો વિલાપ સાંભળવામાં આવવાથી તેની વાર થાય છે અને તેને અદલ ઇન્સાફ આપવા તથા સરસ્વતીને મેળવી આપવાનું વચન દઈ આશ્વાસન આપે છે.

---

### પ્રવેશ ૨ જો.

દશ હજારની ખોટી હુંડી આપી બદ્રુજી નવી બાઈડી પરણી લાવે છે તેની જુની સ્ત્રી બનારસી તેના વિરૂદ્ધ વિચાર દર્શાવે છે

જેથી તેની બાળકી (મદનીકા) મુંગી થઇ જાય છે તેથી આ મિ ચેટક થયું જાણી તેના ભાણા મકરંદને ભૂવાને તેડવા મોકલે છે મદનીકાના પિતા પુરષોત્તમ ભૂવાના વેશમાં આવવું ભૂત કાઢવાનો એવો ઢોંગ કરી પોતાની પુત્રીને સાજી કરી મોકલવાનું કહી મુફલીસર ઘેર લઇ જઇ, બદ્રુદ્દીન ત્રીજી સ્ત્રી કરવાનો નિશ્ચય કરે છે જેથી ધણી ધણી-આણીની વચ્ચે ચડભડ કરે છે.

---

### પ્રવેશ ૩ જો

દોલતખાનના મકાનમાં બળાત્કારે પકડી આણેલી મનરવતી નિરાશ થઇ બેઠી છે દોલતખાં આવી તેની સાથે પ્રેમ લગ્ન કરવા બહુ સમજાવે છે મનરવતી ઇન્કાર કરે છે જેથી દોલતખાં તેના ઉપર બળાત્કાર કરવાની તૈયારી કરે છે. સમ્રાટ જહાંગીરશાહને દોલતખાંની સઘળી બાતમી મળવાથી તે ત્યાં આવી પહોંચે છે ને દોલતખાને ગીરફતાર કરે છે.

---

### પ્રવેશ ૪ થો

સમ્રાટ જહાંગીરશાહનો મોટો શાહજાદો ખુસરૂ શાહને મારી નાખી, અથવા પદભ્રષ્ટ કરી રાજ્યલોભની મહત્વાકાંક્ષાથી અનેક કાવત્રા કરવાના વિચાર કરે છે અને તે અમલમાં મુકવા પ્રતીજ્ઞા કરે છે નાનો શાહજાદો ખુરંમ તેને અયોગ્ય કૃત્ય કરવાથી હાની થવાનો સંભવ છે વીગેરે બનાવો કહી સમજાવે છે પણ ખુસરૂ તેની વાત પર લક્ષ નહિ આપતાં ચાલ્યો જાય છે. ખુરંમે પોતાને બચાવવા કરેલી પ્રતીજ્ઞા અને મતલબી દુનીયા માટે પોતાના ઉદ્ગાર.

---

### પ્રવેશ ૫ મો

સમ્રાટ જહાંગીરની કચેરીમાં દોલતખાંની સ્ત્રી અયશા તેના પતીને કેદ કરી લાવવાથી ઇન્સાફ માંગવા આવે છે. આજનો ન્યાય નુરજહાન કરશે એમ જહાંગીરશાહ જાહેર કરે છે. નુરજહાં દોલતખાનનો ઇન્સાફ કરે છે અને ગુન્હા બદલ આંખો ફોડવાનો હુકમ ફરમાવે છે નુરજહાંએ કરેલા ઇન્સાફથી સમ્રાટ જહાંગીર-

શાહ ખુશ થઇ પોતાની પ્યારી પીરનોશ નુરજહાંનને ઇનામમાં આપે છે અથવા નિરાશ થઇ ચાલી જાય છે બાદ પઠાણી ફોજના સરદાર શેરખાનનો દુત દરબારમાં દાખલ થઇ એક પત્ર રજુ કરે છે અને પોતાની માગણી સ્વીકાર કરવા જાહેર કરે છે. અને પોતાના સરદાર શેરખાંનનું આધીપત્ય જાહાંગીરશાહે સ્વીકારવું વીગેરે ઉદ્ધતાઇ ભરેલું વર્તન કરે છે દુતનું જનું આદ્રત્વનો બદલો લેવા જાહાંગીરશાહ શેરખાનને પકડી લાવવા માટે હુકમ કરે છે ખુશરૂ એ કામ કરવા માટે ના પસંદગી બતાવે છે. જેથી શાહજાદા ખુરંમને આ કામ કરવા માટે હુકમ ફરમાવે છે. ખુરંમ વીસ હજાર સીપાહીઓની ટુકડી લઇ. શેરખાનને પકડી લાવવા કુચ કરે છે બાળક હોવાથી શાહ તરતજ તેની પાસે મદદે જવા માટે ફરમાવી તેને ઉત્સાહ આપે છે.

---

## પ્રવેશ ૬ ઠો

પુરંધરનો વાગ બીજી બાઇડી પરણવાની બટુકજીની ધારણામાં ભંગ મેળવવાની કોશ યુક્તી રચવા બનારસી પુરંધરને મળે છે અને નવી બાઇડી બદલ મારૂંજ તને બટુકજી સાથે પુનર્લગ્ન કરાવી આપશે એવી સુચના કરી પુરંધરના મેહેનતના બદલામાં એક મોતીનો હાર આપે છે બાદ ઘરમાં જાય છે બટુકજી તથા મકરંદ આવે છે બટુકજી પુરંધર સાથે વાતચીત કરવા ઘરમાં જાય છે અહીં મદનીકાના આંખમાં કચરૂં પડે છે મકરંદ કાઢે છે તથા તેની પાસે પ્રેમની માંગણી કરે છે મદનીકા તમાચો લગાવી વિદાય થાય છે બાદ બટુકજી સાથે નવી સ્ત્રી સમજી બનારસીનું પુર્નલગ્ન કરી પુરંધર વિદાય થાય છે ત્યાર પછી ઘોટાળો કરે છે અને પતી પત્ની વચ્ચે તકરારની ચકમકથી અગ્ની ઝરે છે.

---

## પ્રવેશ ૭ મો

સમ્રાટ જાહાંગીરશાહની પાસે સંદેશો લઇ જનાર દુત કેમ ન આવ્યો તેના વિચારમાં લીન થયેલો શેરખાંન આવે છે બાદ બહાદુરજંગ આવી અપમાન કર્યાના સમાચાર આપે છે, શેરખાંન ક્રોધીત થાય છે ને દિલ્હીપર કેવી રીતે આક્રમણ કરવું તે વિચારના નક-

શામા ગુમાહુ પોતાના મુકામપર જાય છે અહી શાહી સીપાઈઓ મુમતાજ મહીત સ્થાનો લઈ દીલ્હી તરફ જાય છે તેને બાહાદુર જંગ અટકાવે છે સામસામા તકરાર થાય છે. શેરખાંન આવે છે, અને ઉસ્કેરાઈ મુમતાજ મહીત સ્થાનો હસ્તગત કરવા જાય છે. એટલામાં શાહજાદા ખુરમ આવે છે. મુમતાજ તથા ખુરમનો મેળાપ બાદ શેરખાન અને ખુરમ વચ્ચે લડાઈ ખુરમ પકડાય છે અને તેને ઝાડ સાથે બાંધી મુમતાજ ઉપર હુમલો કરવા જાય છે. શાહ આવે છે શેરખાન તથા શાહ વચ્ચે ગરમાગરમ વીવાદ લડાઇ શેરખાંનની હાર.

(ટેબ્લો)

**પહેલો અંક સમાપ્ત.**



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

પિતાને મારી નાખવાની ચિંતારૂપી ચિતામાં સળગતો ખુશરૂ કોઇ મદદગાર શોધે છે અહિં જેલના દરવાજા તોડી નાશી છુટી આવનાર દોલતખાન શાહજાદા સંગે મળી જાય છે. બાદ શેરખાંન બેરની ધુનમાં આવે છે અને શાહજાદા સંગે ભળી જઇ કાવતરૂં રચે છે અહિં શાહનો અંગરક્ષક શેખફરીદ આવી ચડે છે અને છુપી રીતે સાંભળે છે. શેરખાંન તથા દોલતખાન મીશરના શરબત ના વેપારી બની એક શીશીમાં ઝેરવાળું શરબત બનાવી શાહને પાઇ મારી નાખવાનુ કાવતરૂં રચી ત્રણે જણ છુટા પડે છે. શેખફરીદ તેઓને ધિક્કારી વિદાય થાય છે. બાદ શિકાર ખેલવા નીકળેલી નુરજહાં દાસી સાથે આવે છે અને યમુના તીરે કોઇ મંદિર રંગનું અને પાણી પીતું ઝેરી જનાવર જાણી ગોળી મારે છે ને ગોળી કપડાં ધોનાર ધોબીને વાગે છે. ધોબી મરે છે. નુરજહાં દાસી સાથે ધોબીને મરતો જોઇ શાહના ધાકથી નાસી છુટે છે. બાદ ધોબણનું કલ્પાંત.

## પ્રવેશ ૨ જો.

પોતાની સ્ત્રીના ત્રાસથી નાસી છુટેલ બટુકજી નવી સ્ત્રી શોધવા ગર્વવગઢના પાદરે આવે છે. અહિં બનાવટી રાજપૂતનો વેશ લેનાર બનારસી તથા મકરંદ બટુકજીને રાજકુમાર તરીકે સ્થાપી ગાદીનશીન કરે છે. ત્યાર બાદ બટુકજી ફરીયાદીઓનો ન્યાય કરે છે. પુરંધર મદનીકાનુ લગ્ન કરવા આવે છે. એક બાજુ લગ્નની ધામધુમ અને બીજી બાજુ મદનીકાનો મકરંદ સાથે દારૂણ દગાનો નિશ્ચય. બાદ પ્રેમી મકરંદ મદનીકાનો વિનોદ.

## પ્રવેશ ૩ જો.

ન્યાયઘંટ વગે છે અને સીપાઇ ધોબણને શાહના હુકમથી હાજર કરે છે. નુરજહાંને ધોબણના પતિનું ખુન કર્યું માટે ઇન્સાફ

માગે છે. સમ્રાટ સનમુખ નુરજહાં ખુન માટે ઇન્કાર કરે છે. બાદ પુરાવામાં શાહી સીક્કાવાળી ગોળી રજુ કરે છે. એ ગોળી દેખી શાહને ખાતરી થાય છે કે આ ગોળી નુરજહાંને આપેલી પીસ્તોલ માટે વપરાય છે. પુનઃ નુરજહાંને શાહ સખતાઇથી પુછે છે. નુરજહાં ગુનાનો એકરાર કરે છે. ત્યારબાદ સમ્રાટ ધોબણને ગોળીથી ભરેલી પીસ્તોલ આપી કહે છે કે જે પીસ્તોલથી નુરજહાંએ તારા પતિને માર્યો છે તેજ પીસ્તોલથી તુ નુરજહાંના પતીને માર. ધોબણ તેમ કરવા ના પાડી શાહની રક્ષા કરે છે. ત્યારબાદ શાહના કહ્યાથી નુરજહાં ધોબણ પાસે માફી માંગે છે, ધોબણનો દીકરો સગીર વયનો હોવાથી તે જ્યાં સુધી લાયક ઉમરનો ન થાય ત્યાં સુધી દર માસે સો રૂપીયા આપવા હુકમ ફરમાવે છે. અને વસ્તીવાળા ભાગમાં શાહી કુટુંબે હથિયાર ન ઉપાડવા હુકમ કરે છે, ત્યારબાદ મીસરના વેપારી બની દોલતખાન તથા શેરખાન આવે છે. અને ગુલાબી શરબતની પચાસ પેટી શાહને વેચાતી આપે છે વળી ખુરંમના કહેવાથી લીધેલ શરબતમાંથી નમુનો સર્વેને ચખાડવા પ્યાલાઓ ભરી તમામ દરબારીઓને આપે છે, અને શાહના પ્યાલામા ઝેર-વાળુ શરબત આપે છે, સર્વે પીવા જાય છે તેટલામાં શેખફરીદ આવી સૌને પીવા માટે મનાઇ કરે છે ને શાહના પ્યાલા માટે ખાતરી કરી આપવા કહે છે, બહાદુરજંગ તે પ્યાલો પી મરણને શરણ થાય છે, દગાબાજોનો દગો ખુલ્લો થવાથી બંને જણ પીંજ-રામાં કેદ પકડાય છે.

(ટેબ્લો)

---

### પ્રવેશ ૪ થો

સહચરી સાથે મુમતાજનો નિર્મળ વિનોદ બાદ ખુરંમ અને મુમતાજનો પ્રેમ વિહાર.

---

### પ્રવેશ ૫ મો

શેરખાનને તથા દોલતખાનને જેલમાંથી છુટા કરી ખુશરૂ લાવે છે અને બળવો કરવા માટે ત્રણે જણા પંજાબ તરફ ઉપડવા સંકેત કરે છે એ વાત શેખફરીદ અહીં ગુપ્ત રીતે સાંભળી શાહને

સમાચાર દેવા નિશ્ચય કરે છે અને ત્રણે જણા પંજાબ તરફ જવા ઉપડે છે, બાદ શેખફરીદ શાહ પાસે જાય છે.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

શાહને શેખ ફરીદ ત્રણે જણ માટે સમાચાર આપે છે. નીચની સોબતથી પોતાનો શાહજાદો પાપી થયો જાણી દીલગીર થાય છે. અને આઝીમખાન નામના સીપેહ સાલારને લશ્કર લઇ શાહજાદાને કેદ કરવા અને શેરખાન તથા દોલતખાનને જાનથી મારવા હુકમ કરે છે. ત્યારબાદ ત્રીકમજી તહેસીલદાર શાહની મુલાકાત લે છે. વેપારી પ્રજા પાસેથી વેપાર ઉપર લેવાતો કર માફ કર્યો છે તે કર પાછો ચાલુ કરી તેનો ત્રણ વર્ષને માટે ઇજારો માંગે છે. શાહ ના પાડે છે છતાં હિંદુ પ્રજા ઉપર વાણીયો કટાક્ષ કરી હઠ કરે છે. શાહ તથા શેખફરીદ તેને ધિક્કારે છે અને લુચ્ચા વાણીયાને શાહી હુકમનુ અપમાન કરવાના હુકમ માટે કત્લ કરવા ફરમાન કરે છે. બાદ શેખફરીદ પોતાને મુકામે જાય છે. અને નુરજહાં શાહ સાથે શયનભુવનમાં પધારે છે. શાહ નિદ્રાધિન થાય છે. નુરજહાંને નિદ્રા ન આવવાથી અટારીમાં નીકળી આંટા મારે છે. અહિં મિત્ર મંડળમાથી છુટા પડી ઘર તરફ જવા માટે અરવિંદ આવી ચઢે છે અને નુરજહાંને જોઇ આશ્ચર્ય થઇ જોઇ રહે છે. પોતાના ઉપર કુદ્રષ્ટિ કરી એવુ માની નુરજહાં તેને ઠાર કરે છે. અરવિંદ મરે છે. શાહ જાગી ઉઠે છે અને નુરજહાંને તે ગુનાહ બદલ નજર કેદ કરે છે.

(ટેબ્લો)

---

## પ્રવેશ ૭ મો.

મદનીકાના રૂપમાં બટુક સાથે પરણેલ મકરંદનો શૃંગાર બાદ મદનીકા નગરશેઠના છોકરાના રૂપમાં પ્રવેશી બનારસી પાસે ફરિયાદ કરી બટુકજીને શિક્ષા કરાવે છે અને પાડાની માફક વધ કરવા મહાકાળીને મંદિરે લઇ જવા સુચવે છે. બટુકજીનો આત્મ કકળાટ બાદ મકરંદ અને મદનીકાનો ચાલું જમાનાના રંગ સાથેનો નિર્દોષ આનંદ.

## પ્રવેશ ૮ મો

સમ્રાટનાં હુકમથી નુરજહાંને દરબારમાં લાવે છે શહેનશાહ બાનુને માન આપવા દરબાર ઉભો થાય છે. શાહ અટકાવે છે છે નુરજહાં ઉપર ચાર આરોપ મુકી તેને ફાંસીની સજા ફરમાવે છે બાદ "ઇરાનના શાહ તરફથી" અબદુલ્લાખાન તથા દૌલતખાન આવે છે અને શાહને બે પુતળી તથા એક પેટીની ભેટ આપે છે. પુતળી મોકલવાનો શો હેતુ હશે એ બાબત અમીર ઉમરાવોને પુછે છે. કોઇ પણ અક્કસર તેનો ખુલાસો કરી શકતો નથી શાહની નિરાશા શાહજાદા ખુરમ તે પુતળીઓનો ધાર્મિક ભેદ સમજાવે છે શાહ ખુરમ પર આફ્રીન થઇ એની મહીન બુદ્ધિ જોઇ ભવિષ્યનો શહેનશાહ બનાવી (શાહજહાનનાં) નામથી ખુરમને ઓળખાવે છે બાદ પટી શાહ પોતે ખોલે છે અંદરથી ગોળી છુટી શાહના શીર ઉપરથી છટકી જાય છે દગો થએલ જોઇ શાહ અબદુલ્લાખાન પાસે ખુલાસો માગે છે. પોતાની સાથે કસાળકારીગર થઇ સાથે આવનાર શેરખાન તથા દૌલતખાન પ્રકટ થાય છે શાહ સાગે ગરમાગરમ વાદવિવાદ બાદ લડાઇ શેરખાન મરે છે. દૌલતખાન ભાગી જાય છે

(ટેબ્લો)

### બીજો અંક સમાપ્ત



# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

મુમતાજને ખુરમ નુરજહાંનને ફાંસીની સજા થઇ એ બાબત જણાવે છે. મુમતાજ દીલગીર થાય છે. ખુરમ આશ્વાસન આપે છે અને નુરજહાંનના બચાવ માટે વજીર સાહેબે શાહ પાસે કબુલ કરાવ્યું છે કે મરનાર અરવિંદનાં સ્ત્રી બચ્ચાં જો નુરજહાં ઉપર દયા દર્શાવે તો નુરજહાં સજામુક્ત થાય, નુરજહાંનના બચાવ માટે મુમતાજ ખુદાની બંદગી કરે છે બાદ ઉભયનો નૂગાર.

---

## પ્રવેશ ૨ જો.

પતિના મરણથી બાળક સાથે શશીકલાનો વિલાપ અહિં વજીર દુત સાથે આવી શશીકલાને મળે છે. નુરજહાંના બચાવ માટે વિનવે છે. પોતાનું અહિત કરનાર ઉપર એક આર્ય અબળાની મહાન ઉદારતા અને નુરજહાંના બચાવ માટે સહાનુભુતી વજીર તથા દુતોનું જવું.

---

## પ્રવેશ ૩ જો.

દોલતખાંન, શેરખાંનના મૃત્યુથી દીલગીર થાય છે અને શાહ પ્રત્યે વેર લેવા નિશ્ચય કરે છે. એટલામાં શેખફરીદ તથા શાહ હોડીમાં બેસી આવે છે એ દેખી દોલતખાન એક વૃક્ષની ઓથે છુપાય છે અને શાહ પર ગોળી બહાર કરે છે દોલતખાન તથા શાહ વચ્ચે તકરાર, લડાઇ દોલતખાનનો નાસ.

## ટેબ્લો.

---

## પ્રવેશ ૪ થો.

મહાકાલીને મંદીરે બટુકજીને વધ કરવા લાવવો અહિં બના રસી કાળીના રૂપમાં પ્રકટી બટુકજીને સુધરવા માટે સુચવે છે બટુક [illegible] છે, બબલો બો: ખુલ્લો થાય છે, એટલે પુનહ બટુકજી ઉપદે-

રાઇ વર્ણુનો વધ કરવા જાય છે, અહીં વજીર આવી બટુકને શીખા-મણુ આપે છે, બટુક સુધરી જવાની પ્રતિજ્ઞા કરે છે, મકરંદ તથા મદનીકાનો હસ્ત મેળાપ.

---

## પ્રવેશ ૫ મો

અમીર ઉમરાવો વચ્ચે શાહ નુરજહાંને ફાંસીને માંચડે ચઢાવે છે, અહિ સુશીલા આવી નુરજહાંના બચાવ માટે શાહને પ્રાર્થના કરે છે. સતી સુશીલાની ઉલટ તપાસ કરે છે, બાદ સુશીલાને તેના ખુન બદલ દસ લાખ રૂપીયા નુરજહાં આપી શકતી હોય તો નુર-જહાં સજા મુક્ત થઇ શકે છે એમ જણાવે છે, બેગમ પોતાના ૫૬૨ લાખના દાગીનાની પેટી સુશીલાને આપવા જાય છે. મોગલ-રાજ ખજાનાના તે દાગીના હોવાથી શાહ કબજે કરે છે અને નુરજહાંને ફરમાવે છે કે તારી ખાનગી મીલકત હોય તે આપીને છુટકારો મેળવ. નુરજહાંની નીરાશા એક અમીરલાના કીસન દયાળ નુરજહા ઉપર માતૃપ્રેમ બતાવી દશ લાખ રૂપીયા આપવા તૈયાર થાય છે, શાહ તેના ઉપર આફરીન થઇ નુરજહાંને શીખામણ આપે છે જે પ્રજાપ્રેમનું તે ખૂન કર્યું તે પ્રજા શાહ માટે તથા નાહી કુટુંબ માટે કેવી સહાનુભુતિ ધરાવે છે પ્રજાનો મહાન પ્રેમ જોઇ નુરજહાં ખુદાઇ માર્ગે ચાલી સાત્વિક જીવન ગુજારવા પ્રતિજ્ઞા કરે છે. સુશીલાને શાહ ૫૬૨ લાખ રૂપીયા તેના ધણીની જીંદગી બદલ આપે છે, અને લાલા કીસનદયાળનો ઉપકાર માને છે બાદ નુરજહાં સજા મુક્ત થાય છે. આનંદ!

સમાપ્ત.



શ્રી ૧।

# અદલ ન્યાયી નરેશ

## નાટકનાં ગાયનો.

---

## અંક ૧ લો.

### મંગળાચરણ.

વીભુતીઓ—

શ્રી વર કમળા કાન્ત શ્યામ
પતિત પાવન જયલલામ્
સ્વામી જગ કિરતાર —શ્રી૦
જ્ઞાની જન પામે ન પાર
ગોપાળ ગોવીંદ ભૂમી ઉદ્ધાર
સફળ કાર્ય કરણહાર —શ્રી૦

વીભુતીઓ— ગાયન ૧

સત્ય નિતી સદ્ પંથે જે પ્રજાનુ પાલન કરતા
જે નિજ પ્રાણ વારે પ્રીતે ઝરણું અમૃતના ઝરતાં
ન્યાય હૃદયમાં ધારે જે સત્ય વચન ઉચ્ચારે
જ્યાં જ્યાં ધર્મ શાંતી છવાયે તે તો રામરાજ્ય કહેવાયે—સત્ય૦
પ્રજા છે દુઝણી ગાયે નિત્ય દયાનો ચારો ખાયે
પાળે નરેશ તે કહેવાયે જયજયકાર પ્રજાગણ ગાયે—સત્ય૦

સરસ્વતી— ગાયન ૨

શીરછત્ર મારા જીવરણતણાં વિશ્રામ
દિન દાસીના આરામ સેવા કરૂં આઠે જામ —શીર૦
પતિ સેવાથી અક્ષય સુખ આવે
ભવ તરવાનો માર્ગ એ બતાવે
તવ ચરણે શરણે રહું હું શ્યામ મારા રામ —શીર૦

હરીહર બ્રહ્મા આશીષ શુભ આપે
પતિ ભક્તિથી ત્રિવીધ તાપ કાપે
મારા દિલ દેવળના તમે ઘનશ્યામ દિવ્ય ધામ—શીશ૦

બનારસી— ગાયન ૩

મારી યૌવન ફુલવાડીની બહારમાં
મારા અંગે અનંગ વાયુ વાય છે
મારા ચિત્તડામાં કાંઇ કાંઇ થાય છે —મારી૦
મધુરી નારી આ મધુર વીણુ મુંઝાતી
પ્રીતીની લ્હાણુ લેવા ઉર માંહી અકળાતી
મધુરી કંચુકી પણ અંગમાં નસમાતી
મહિલી આંખની કીકી એ મારી શરમાતી
મારૂ જોબનીયું એળે આ જાય છે
હાય માળી વીના આ કરમાય છે —મારી૦

મકરંદ-બનારસી-બટુકજી—ગાયન ૪

બ—લાવું રંભા રૂપાળી મદભીની લલના લટકાળી
મ—બોલો મામા વિચારી આ રીત તમારી નહિ સારી
બના—મળશે વિધવા કોઇ બાળી માથા ઉપરથી મુંડાળી
બ—ખર્ચી પૈસા મનમાન્યા હું લાવું હું કોઇ ચટકાળી—લા૦
બના—ઓ પતી તું શોકયસાલ જો કદી કરશે સુખી તું નહિ થશે
બ—ચુપકર રંડા ઘરમાં જા,
બના—આ ઉભી છું તું દૂર થા
બ—લે પ્યારી લે પ્યારી
બના—ઓ માડી ઓ માડી
બ—લેતી તું જા........ —લાવું૦

ખુરમ— ગાયન ૫

સુમન સત્કર્મ કચડીને બની ગઇ મતલબી દુનિયા
સત્યને નિંદીને મચડીને બની ગઇ મતલબી દુનિયા
હણે છે ભાઇ ભાઇને હણે છે પુત્ર પીતાને
હણે છે મીત્ર મીત્રોને બની ગઇ મતલબી દુનિયા—સુમન૦

ચહે સૌ માન મોટાઇ વળી સમૃદ્ધીને સત્તા
સોમલ સમ સાહ્યબી માટે બની ગઇ

મતલબી દુનીયા—સુમન૦

બનારસી—                ગાયન ૬

આ જુવાની દિવાનીથી અંગેઅનંગ વાયુ વાય છે
મારી ખીલતી કળી આ કરમાય છે
મારૂ યૌવન એળે આ વહી જાય છે
આવો બટુકજી મનડું મુંઝાય છે                — આ૦
છોડી પ્રીતમ પ્યારા બીજી કરવાને દારા પરદ્દેતર

કેવી વિસારી

હવે ધીરજ રહે નહિ મારી વહાલા ક ઠે લ્યો દાસી તમારી
કરો અંગમાં હે શીતળતા સારી                —આ૦

મકરંદ-બનારસી-બટુકજી—ગાયન ૭

બ—રાંડ લુચ્ચી ચાલી જા તુ માનથી
બના—તમે બોલો વિચારી જબાનથી
બ—લાવું બીજી રૂપાળી હું નાર
બના—કેવા લાવો છો જોઉં લગાર
મ—હવે ધીકા પડો તલભાર

મારામારી છોડીને લગાર—રાંડ૦

બ—મારી નાંખુ આજ જાનથી

લેતી જા આ રડા

બના—ખોટી શાને બીક બતાવો

પડો હવે તો થડા

બ—રાંડ લુચ્ચી ચાલી જા તું માનથી        —રાંડ૦

—પહેલો અંક સમાપ્ત—

# અંક ૨ જો.

ખુશરૂ— ગાયન. ૮

છેદું પીતાનું શરીર થાયે ચિત્તતો અધીર
આપું બદલો અદલ સ્થાપું મારો જઇ અમલ —છેદું૦
રણુમાંહી સજર્જ થઇ વધકરૂં શત્રુજાઇ
નિશાદીન વિચારે આમન જઇ હણું શત્રુનુ જીવન —છે૦

ધોબણુ— ગાયન ૯

હમારૂં કોઇ નથી એવી શીરે અણુધારી આફ્ત છે.
હરાયુ હિર હૈયાનું એ કિસ્મતની કરામત છે —હમારૂં૦
ગરીબોની બુરી છે હાય બાળી ખાખ કરનારી
ભવો ભવ દુઃખ દેનારી સમૃદ્ધીસુખ હરનારી —હમારૂ૦
કુમળા બાળને મુકી કકળતી આ કીધી નારી
પતીના મૃત્યુથી પુરી હવે તો આવી લાચારી —હમારૂં૦

કંચનીઓ— ગાયન ૧૦

નયન કટારી મોહે મારી સાવરીયા પ્યારા
સાવરીયા પ્યારા મોરા મોહનીયા પ્યારા —નયન૦
મોહાની સુરત મતવારે નયના
હાય પડત નહિ ઉનબીન ચયના
ઘાયલ જીયરા કરકે રહેના વ્યાકુલ મનવા મોર ભયોના --નયન૦

મકરંદ-મદનીકા— ગાયન ૧૧

મદ—કેવી ખીલી જુવાની મારી
છબીલા થઇ હું આજે તારી પ્યારી. પ્યારી, પ્યારી —કે૦
મક—છે મધુરી તુંનાર કીધો સફળ અવતાર
વાહાલી હૈયાનો હાર થયો ઉજળો સંસાર
મદ—વાહાલા તમપર હું વારી જાઉં બલીહારી —કેવી૦
હયો આ પ્રીતીની લાહાણુ મારા ચતુર સુજાણુ
મક—મારી નયણોનાં બાણુ તે પર હું છું કુરબાન
મદ-મારા પ્રેમી પોપટજી આ મેના છે તારી —કેવી૦

મુમતાજ-સખીઓ—ગાયન ૧૨

સ-મીઠી મધુભીની નારી ધીમાં ડગલાં ભરનારી
શશી વદની શરમાળી સજની મારી —મીઠી૦
સ્તન મંડળ શોભે સારા મોહનનું મન હરનારા
દેખી કટી સીંહલજાયે ગજગમની ચાલે ઘેન ભરેલી
રાજદુલારી નાજુકનારી —મીઠી૦

મુ-રસની સરીતા ઉભરાયે સીંધુને મળવા ચાયે
અંતર મારૂં અકળાયે
સ-આંખલડી અર્ધ ઢળેલી એ રસઘેલી
પ્રીતમ પ્યારી નાજુકનારી —મીઠી૦

મુમતાજ-સખીઓ—ગાયન ૧૩

સ-મદ ભરી અલી રસવેલી તું રમીશ પ્રીતમ સંગે
કરધરી કંથનો હોંશે તું રમીશ વિધવિધ રંગે
મુ-જાવો જાવો દુરથાઓ ના સતાવો શરમાવો
મીઠાં મીઠાં છે મનના ભાવો કંઈ નવીન પ્રેમ પ્રગટાવો
સ-અલી રસ ભીની મદઘેલી તારા ઉરમાં આનંદ હેલી
મુ-ભોળીનારી ગઇ હારી રીત તારી નહિં સારી
સ-શરીર સ્વાંગ ધરજે પતિને ચરણે
મંજુલનારી રહો સ્વામી શરણે —મદ૦

મુમતાજ-ખુરમ— ગાયન ૧૪

મુ-ચુડામણી નયણુના ભાણુ
દિલડું દિપાવજો હોરાજ
ફુલડાં સમી અંતરલ્હાણુ
મધુરી મહેકાવજો હોરાજ —ચુડામણી૦
મનના મંડપમાં પધરાવું
તનવાડીના ભોગ ધરાવું
સીંધુ સમ હ્રદયે બીંદુ સમ
ગણી લેજો હોરાજ —ચુડામણી૦

ખુ—મવરજુની તું છે સહકારી
પરવશ તેં કીધો મનોહારી
સુ—સ્નેહ ભીના આ સ્નેહ સુમનને
શોભાવજે હોરાજ —ચુડામણી૦

નુરજહાન— ગાયન ૧૫
પોઢો પોઢો મારા પ્રીતમ પ્યારા મનડું હરનારા
કામણગારા—પોઢો૦
સેવા બજાવું પ્રભુ તુલ્ય માની. તનમન નાંખુ ઓવારી.
પુષ્પોની માળા પહેરાવી રસીલાને સ્વામી હ્યો સેવા સ્વીકારી
મારા યૌવનના શણગાર. મારા હૃદયના આધારરે—પો૦

બદુકજી-મકરંદ— ગાયન ૧૬
બ—ચાલો લટકે લટકાળી વહાલી ઝાંઝરવાળી
પટ ઘુંઘટનો ખોટો ચટકાળી —ચાલો૦
મ—જાવો ના સતાવો મને આમ મારી હરાયે હામ
બ—સમજ હવે સબ્જ પરી તારો હું ગુલ્ફામ
હું છું તારો ગુલ્ફામ
મ—કેડો છોડો સુંદર શ્યામ મારા દીલના આરામ—ચાલો૦

બદુકજી-બનારસી }
મદનીકા-મકરંદ } —ગાયન ૧૭
સર્વે—અરે ઓ ગમાર તને છે ધીક્કાર
ચઢી મને દાઝ લઇ હ્યો આતાજ
બ—હાય હાય આ તે કયા જનમનાં પાપ
હવે છોડો મારી નાંખ્યો મારા બાપ —અરે૦
બના—કુંદન જાણ્યું તુ. મન હરખાણું
તું નીકળ્યું કથીર. મુરખ સરદાર
સર્વે—ચાલો જઇ ભોગ આપો મહાકાળીને આજ—અરે૦

મકરંદ-મદનીકા— ગાયન ૧૮
છોડો ફેશનના ફંદ કુચ્છંદો વીનંતી સુણી અમારી
મોંઘા કપડાથી થઇ રહી છે હીંદ દેશની ખ્વારી

ફેશનના શણગાર તજીને મહાલો જાડાં વસ્ત્ર સજીને
પફ પાઉડરને સેંટલવંડર વસ્તુ એ દુઃખકારીરે
છે.ડો ફેશન પ્રીયચારી —છોડો૦
એ ફેશન તો ભીખ મંગાવે પૈસા ખુટતા ગરીબી લાવે
વિલાસ વૈભવ મોહ તજીને સાદું જીવન ગાળોરે
ઓ હિંદ તણાં નરનારી —છોડો૦

(નાચ)

બીજો અંક સમાપ્ત.



# અંક ૩ જો

---

સુમતાજ— ગાયન ૧૯

વેગે આવો રસીલા તમ વીણુ મન અકળાયે
મન મોહન દુઃખ ન સહેવાયે —વેગે૦
ચેન જીગરને ઘડી નવ પડતું
એક બીંદુ નથી શાંતીનું મળતું
પ્રાણથી પ્યારા પ્રીતમ મારા વાર કરો ન મન મુંઝાયે—વે૦

સુમતાજ-ખુરમ— ગાયન ૨૦

સુમ—છોટા નવરસીયા છોગાળા શીરતાજ
જાઓ જાઓ આમ ન સતાવો
છેલ છબીલા રસીક શીરોમણી રાજ —છોટા૦
ખુર—પ્રેમદા પ્રીતી જોઇ તારી
ભાન સાનને શુદ્ધી વિસારી
સુમ—ભરમાવી ભોળી ભામાને
અલબેલા તમે આજ —છોટા૦

બટુકજી-બનારસી }
મકરંદ-મદનીકા } —ગાયન ૨૧

સર્વે—ગાઓ આનંદે અપાર બોલો જયજેયકાર
સુધર્યો તમારો આજથી આ સંસાર
બટુ—મારા દિલના આરામ તારો આજથી ગુલામ
બના—જાવો જાવો સતાવો મને શું આમ

કોરસ

સર્વે—જે ઘરમાં સાચો પ્યાર ત્યાં હંમેશા સુખશાંતી
સુખી જોડું તેનું રહે નહિ એની ભ્રાંતી
નારી પ્રેમી છે જેની સુખી ઉંમર છે એની
બટુ—ઓ વહાલી
બના—ઓ વહાલા છું તારી —જે૦

નુરજહાન— ગાયન ૨૨

કોઈ નહિ સ્વતંત્ર જગતમાં
પરતંત્ર છે દુનિયા સારી
જેવું કરશો તેવું ભરશો
કર્મ ગતી અતી છે ન્યારી —કોઈ૦
સાહસનુ પરીણામ અરે આ
સહી રહી છું શીર પરે
ઘડી પલકની સુઝ નવ પડતી
શી ગતી થાશે રે મારી —કોઈ૦
વિકટ સમય આ વ્યતીત થાયે
કોઇ જન્મની રહી ખામી
ઉગારો હવે દિન દયાળુ
આશા મને એક તારી —કોઈ૦



જોતિષશાસ્ત્રનું સંપુર્ણ જ્ઞાન આપનાર

-ઉત્તમ ગ્રંથ-

# જોતિષ રહસ્ય

કીં. રૂ. ૪—૦—૦

અત્યાર સુધી દેશ તેમજ વિદેશનાં પ્રસિદ્ધ થએલા જોતિષ શાસ્ત્રનાં સઘળાં પુસ્તકોનું દોહન કરી આ ગ્રંથ લખવામા આવેલો હોવાથી જોતિષશાસ્ત્રની સઘળી માહિતી જાણવાનું આ એક ઉત્તમ સાધન છે.